# બાલા ગીત મંજરી

( ગરબા )







સંગ્રહકર્તા:

ચુનીલાલ કુબેરદાસ શાહ

સ્વ સૌ. શ્રીમતી કમળાદેવીના સ્મરણાર્થે પ્રસિદ્ધ થતી

"બાલા સાહિત્ય ગ્રંથમાળા"

મણકો ૧ લો.

# બાલા ગીત મંજરી

## ભાગ ૧ લો.

(ગરબા)

સંગ્રહ કર્તાઃ—
ચુનીલાલ કુબેરદાસ શાહ.
તંત્રી, બાળજીવન,
ગાયવાડી—મુંબઈ નં. ૨

આવૃત્તિ ૧ લી] સન ૧૯[illegible]૨ [પ્રત. ૧૦૦૦

પ્રકાશક—
રમણલાલ નાનાલાલ શાહ,
બાલજીવન કાર્યાલય, સાંકળી સ્ટ્રીટ—મુંબાઇ નં. ૮

"જૈન વિજય" પ્રિ. પ્રેસ—સુરતમાં મુળચંદ કસનદાસ કાપડિઆએ છાપ્યું.

કિંમત ચાર આના.

# અર્પણ પત્રિકા.

સુશિક્ષિત સંગીતપ્રિય વ્હાલાં બ્હેન,

ગુલાબબ્હેન હરિભાઈ શાહ

મ્યુ. કાલબાદેવી ગુ૦ શાળાનાં હેડમિસ્ટ્રેસ

મુંબઈ.



આપનું સમગ્ર જીવન બાળાઓને કેળવવામાંજ આપે વ્યતિત કરેલું છે, અને હજી પણ તે કાર્ય અત્યંત ઉત્સાહભેર કરી રહ્યાં છો, તેમાં ખાસ કરીને બાળાઓની નીતિ રીતિ સુધારવા તથા તેમનામાં સંગીતનો શોખ સંપૂર્ણ રીતે જાગૃત કરવા અથાગ પરિશ્રમ લો છો તેથી તથા જેના સ્મરણાર્થે આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે તેને સંસ્કારી અને સંગીતપ્રિય બનાવવા માટે આપે લીધેલા પરિશ્રમની યાદગીરીમાં આ લઘુ પુસ્તક આપને અર્પણ કરૂં છું તે સ્વીકારી કૃતાર્થ કરશો.

ઠે૦ કમલા કાન્તની કંપની
ગાયવાડી, મુંબઇ નં. ૨

લી. આપનો લઘુ ભ્રાત,
ચુનીલાલ કુબેરદાસ શાહ,
તંત્રી, બાલજીવન.

# અનુક્રમણિકા.

# આ ચોપડી વિષે કંઈક.

બાલ જીવનના તંત્રી રા૦ ચુનીલાલ કુબેરદાસ શાહ તરફથી તેમનાં સદ્ગત પત્નીના સ્મરણાર્થે તેમના પોતાના ખર્ચે આ પુસ્તક બાલ જીવન કાર્યાલય તરફથી બહાર પાડવાનો અવસર અમને મળેલો હોઇ બાલ જીવનની બીજા વર્ષની કારકીર્દિમાં તેના તરફથી પ્રસિદ્ધ થએલાં બાલોપયોગી પુસ્તકોમાંનું આ ત્રીજું પુસ્તક છે. અને અમે આશા રાખીએ છીએ કે અગાઉનાં બે પુસ્તકો કરતાં આ પુસ્તક વધુ ઉપયોગી થઇ પડશે. આપણી ગુજરાતી ભાષામાં બાલકો માટેનું સાહિત્ય બહુજ ઓછું છે; તેમાં પણ ખાસ બાલાઓ માટે પ્રસિદ્ધ થએલાં પુસ્તકોની સંખ્યા તો ઘણીજ ઓછી છે. બાલ જીવનનો એક ઉદ્દેશ બાલ સાહિત્યનો વધારો કરવો એ પણ છે. બાલ જીવન માસિકને સર્વ ઠેકાણેથી આવકાર મળેલો જોઇ અમને આનંદ થાય છે. બાલાઓ માટે બાલ જીવન કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થતું આ પહેલું પુસ્તક છે, અને એ સિવાય રા૦ નાગરદાસ ઇ૦ પટેલનું લખેલું "જયા કુમારી" અથવા "વિસમી સદીનો મોહન મંત્ર" એ નામનું પુસ્તક હાલ છાપખાનામાં આપેલું છે. વળી રા૦ ચુનીલાલભાઇની યોજના પ્રમાણે "બાલા સાહિત્ય ગ્રંથમાળા" ના તમામ મણકા પ્રસિદ્ધ કરવાનું કામ પણ બાલ જીવન કાર્યાલયનેજ સોંપાએલું હોવાથી પરમાત્મ કૃપાએ અમે હવે બાલાઓના સાહિત્ય માટે બનતો પ્રયત્ન કરી શકીશું. પ્રયત્ન કરવો મનુષ્યનું કાર્ય છે, અને ફળ દેવું એ પ્રભુને હાથ છે.

આ પુસ્તકમાં નવરાત્રિ વગેરે પ્રસંગે ગાવા માટેના ગરબાઓનો ખાસ સંગ્રહ કરવામાં આવ્યો છે, અને તેમાંનો મોટો ભાગ મુંબાઇની મ્યુનીસીપાલીટીના તાબાની ઘણી ખરી ગુજરાતી કન્યાશાળાઓમાં નવરાત્રિના પ્રસંગે તેમજ મેળાવડાઓમાં ગવાય પણ છે. રાષ્ટ્રીય ભાવનાની ખીલવણીનું બાલ જીવન હંમેશાં હિમાયતી છે, પણ તે સાથે બીજા વિષયોને પણ તે ભૂલતું નથી. કોઇપણ કન્યાશાળાને ઉપયોગી થઇ પડે એવી દૃષ્ટિથીજ આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. જે જે પુસ્તકોમાંથી આ ગરબાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે, તે તે પુસ્તકોના લેખક તથા પ્રકાશકોનો " **બાલ જીવન કાર્યાલય** " તરફથી ખરા અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે. વળી આ સંગ્રહ તૈયાર કરવામાં પુસ્તકો વગેરે મેળવી આપવા માટે તથા કેટલાક ગરબાના રાગ વગેરે શોધી આપવા માટે કાલબાદેવી કન્યાશાળાનાં હેડ મીસ્ટ્રેસ બ્હેન ગુલાબ બ્હેનને અમો કોઇપણ રીતે ભૂલી શકીએ તેમ નથી. નવરાત્રિ નજીક આવતી હોવાના સબબે એકદમ ઉતાવળે આ પુસ્તક છપાવવું પડેલું છે, જેથી એમાં જે કાંઇ ભૂલ વગેરે રહી ગઇ હોય તો વાંચકવર્ગ તેને માટે ક્ષમા કરશે.

રા૦ ચુનીલાલે પોતાની પત્નીનું સ્મરણ કાયમ સચવાઇ રહેવાના હેતુથી અમુક રકમ કાઢી છે, અને તેમાંથી બાલાઓને ઉપયોગી થઇ પડે તેવાં પુસ્તકો પ્રસિદ્ધ કરી લગભગ પડતર જેટલી કિંમતે વેચવાનો ઉદ્દેશ રાખવામાં આવ્યો છે. પુસ્તકનાં વેચાણથી ઉપજેલા પૈસામાંથી ઉત્તરોત્તર બીજા પુસ્તકો પ્રસિદ્ધ કરી તે પણ લગભગ પડતર કિંમતે વેચવાનાં છે.

આમ કરવાથી એ રકમમાંથી ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ થઇ શકશે, અને બાલાઓના સાહિત્યની ખોટ કેટલેક અંશે પૂર્ણ થશે. રા૦ ચુનીલાલનો આ ઉદ્દેશ ઘણોજ સ્તુત્ય છે. બીજાએ પણ આનું અનુકરણ કરી પોતાનાં વ્હાલાઓનું સ્મરણ જાળવી રાખવા અભિલાષા ધરાવતા હશે તો તેઓને " બાલ જીવન કાર્યાલય " તરફથી પુસ્તકો છપાવવા તથા વેચવાની સઘળી વ્યવસ્થા કરી આપવામાં આવશે.

વિજયા દશમી
સં૦ ૧૯૭૮
મલાડ.

રમણલાલ નાનાલાલ શાહ
તંત્રી, બાળજીવન.



# સ્વ. સૌ. શ્રીમતી કમળાદેવી.

જેના સ્મરણાર્થે આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે, તેના જીવન વિષે કાંઇક લખવા માટે મને કહેવામાં આવતાં મારે તે લખવું પડે છે. મને લખવાનો ખાસ મહાવરો નથી, પણ શ્રી કમળાદેવીના ગાઢ પરિચયમાં હું આવેલી હતી, અને તેથીજ મારે માથે આ ફરજ આવી પડી છે. તેમના જીવનમાંથી ઘણું જાણવાનું અને શીખવાનું મળી શકે તેમ છે, છતાં આ લઘુ પુસ્તકમાં તે કંઇ લખી શકાય તેમ નથી, માત્ર તેમના કેટલાક ખાસ ગુણોનો પરિચય અત્રે કરાવું છું. તેમનાં માતા સંસ્કારી હોવાથી તેમનામાં જન્મથી ઉત્તમ ગુણોની છાપ પડી હતી. બાલ્યાવસ્થામાં બે ત્રણ ચોપડી ભણ્યા પછી તેમની માતાની માંદગી વગેરે કારણોને લીધે—

—તેમને શાળા છોડવાની ફરજ પડી હતી. લગ્ન થયા પછી તેમના પતિ મુંબઇ હોવાથી તેમને મુંબઇમાંજ રહેવાનું થયું. સાસરે આવ્યા પછી તેમને વધુ કેળવણી આપવા માટે તેમના પતિએ પુરતી કાળજી રાખી હતી. તેઓ લગ્ન થયાં પછી માત્ર પાંચજ વરસ આ દુનિયામાં રહેવા પામ્યાં હતાં, છતાં તેટલા ટુંક વખતમાં તેમની તીવ્ર બુદ્ધિ તથા તેમના પતિના અથાગ શ્રમને લીધે તેઓ સંગીત, શીવણ, ગુંથણ અને ભરત વગેરેનું સારૂં જ્ઞાન પ્રાપ્ત કરી શકયાં હતાં, તે ઉપરાંત પાકશાસ્ત્રનું જ્ઞાન મેળવવા માટે તેમણે

સારો પ્રયત્ન કર્યો હતો. એક સુશિક્ષિત અને પતિપરાયણ સ્ત્રીમાં જે જે ગુણો જોઇએ તે દરેકનું તેમના સહવાસમાં આવનાર પ્રત્યેક વ્યક્તિને તેમનામાં પ્રત્યક્ષ દર્શન થતું હતું. તેમના પતિએ તેમને કેળવવા માટે તન, મન અને ધનથી જેટલી મહેનત લીધી હતી તેટલી હાલના કહેવાતા સુધરેલાઓમાંથીજ કોઇકજ લેતા હશે.

શ્રી. કમળાદેવીને સંગીતનો પૂર્ણ શોખ હતો. તેમનો કંઠ મધુર હોવાથી તેઓ ઘણીજ સુંદર રીતે ગાઈ શકતાં હતાં. લગભગ બે વરસ સુધી તેમણે સંગીતનો શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે અભ્યાસ કર્યો હતો, અને હારમોનીયમ ઉપર તેમનો સારો કાબુ હતો. આ પુસ્તકમાંના ઘણાંખરા ગરબા તેઓ ઘણીજ સારી રીતે ગાઈ તથા વગાડી જાણતાં હતાં. ધર્મની બાબતમાં તેમની માન્યતા વિલક્ષણ હતી. તેમના સહવાસમાં આવનાર દરેક સ્ત્રીને તેઓ કહેતાં હતાં કે "**સ્ત્રીઓ માટે દુનિયામાં જો કોઈ ઇશ્વર-દેવ હોય તો તે તેનો પતિજ છે. તેણીને કોઇ પણ દેવમંદિરમાં જવાની જરૂર નથી. પોતાના પતિ દેવની જીવતી અને જાગતી મૂર્તિનાં અર્ચન, પૂજન અને દર્શન કરવાનાં મૂકી શા માટે બહાર ભટકવું જોઇએ**"? ખરેખર આવા ઉચ્ચ વિચારો ઘણી થોડી સ્ત્રીઓમાં જોવામાં આવે છે. એમનું આ કથન માત્ર શબ્દોમાં નહિ પણ મરતાં સુધી કર્તવ્યમાં કરી બતાવ્યું હતું. આવા ઉત્તમ

વિચારો આર્યાવર્તની દરેક રમણીના હૃદયમાં પરમ કૃપાળુ પરમાત્મા કયારે દઢીભૂત કરશે ? અસ્તુ !

તેઓ સાસરે આવ્યા પછી તે મરતી વખતની છેલ્લી ઘડી સુધી એક પણ દિવસ પોતાના પતિને એકલા છોડી પિએરમાં કે બીજે કોઇપણ ઠેકાણે રહ્યા નથી. ટુંકમાં એક કવિના કથન મુજબ " **એક સુશીલ અને સ્નેહાલ સ્ત્રી પોતાના સંસારને સ્વર્ગમાં ફેરવી નાંખે છે.** " તેમ શ્રી કમળાદેવીનો ગૃહ સંસાર એક સ્વર્ગ સમાન સુખમય હતો, પણ પરમાત્માને શું ગમતું હશે તેની કોને ખબર છે ? માત્ર વીસ વરસની ભર યુવાનીમાં પોતાના વ્હાલા પતિને વિયોગાગ્નિમાં બળતા મૂકી ક્ષય રોગની જીવલેણ બીમારીને લીધે તેમનો અમર આત્મા આ ફાની દુનિઆમાંથી અલોપ થઇ ગયો છે. તેમને ઓચિંતો ક્ષય રોગ લાગુ પડયો હતો અને સેંકડો રૂપીઆ ખરચી દવાઓ તથા હવાફેર કરવા છતાં પણ તેઓ વિકરાળ કાળની ફાળમાં સપડાઇ ગયાં છે. મરણ સર્વને માટે નિર્માણ થએલું છે, એટલે મરણ માટે જ્ઞાની પુરૂષોને શોક કરવાનો હોયજ નહિ છતાંપણ માનવ સ્વભાવ મુજબ આવી અકાળે ખરી પડતી કળિકાઓ માટે દિલસોજી દર્શાવ્યા સિવાય રહી શકાતુંજ નથી. પરમકૃપાળુ પરમાત્મા તેમના આત્માને સ્વર્ગમાં પણ શાંતિ અર્પે એજ અંતરેચ્છા ! અસ્તુ.

માહીમ.<br>
તા. ૧૦-૯-૨૨ } લી૦<br>
**સરસ્વતી મોહનલાલ પંડયા.**

## ૧

(રાગ-પડવાની પણ પ્રીત ગતમત ભૂલીરે)

આવો આવોને સખિઓ! આજ રસ તાળી પાડી,
કાંઇ ગજવો આપણી બ્હેન! આ ગુર્જરી વાડી.
હરિણી શી ચંચળ વાન, નાજુક ને નમણી,
ફુલની કળી સમ સુકુમાર, સૂરતની રમણી!
છબિ છટા ભરી, સોહાગ્ય તપે મુખ, મુગ્ધ ઉરા,
શુભ વડોદરાની વેલ સરિખી એ ચતુરા!
રૂડો ઠરેલ બુદ્ધિ વિશાલ, સહુમજુ ને શાણી,
મુજ અમદાવાદની બ્હેન! ઘર રખુ એ ગૃહિણી!
નિજ ઉરના વિવિધ વિલાસ રંગે રંગેલી,
મુંબઇની મોહન રૂપ સખિએ અલબેલી!
છો સુન્દર રસિક ઉદાર, સહુ ભગિની આવો,
ગુર્જર જનનીની જેહ કુંવરીએ કહાવો.
આવો આવોને સહિયર! આજ રસ ટહુકે ગુંજો,
કાંઇ ગજવો ગમતે ગીત નિજ ગુર્જરી કુંજો.

(કવિ ન્હાનાલાલ)



## ૨

(રાગ—પ્રગટયા શ્રી કૃષ્ણ મન ભાવતા રે લોલ )

સર્વે સખીને તેડી આવજો રે લોલ,
ગરબો રંચીશું મારે ઘેર;
ભલા ભાવથી રે લોલ,
સર્વે સખીને તેડી આવજોરે લોલ.

વડી વિવેકી મારી માવડી રે લોલ,
સખીઓ દેખીને ખુશી થાય;
એવા તાન છે રે લોલ, સર્વે સખીને તેડી૦

ગરબો ગમે છે મારી બેનને રે લોલ,
ભલો રાચે છે મારો ભ્રાત;
રૂડા રાગથી રે લોલ, સર્વે સખીને તેડી૦

સગાં સંબંધી સર્વે મળ્યાં રે લોલ,
ગરબા જોવાને ચિત્ત ચ્હાય;
વળી હોંસથી રે લોલ, સર્વે સખીને તેડી૦

શરદ પુનમની શોભા ઘણીરે લોલ,
ચંદની ખીલી છે ભલી ભાત;
શશી ઉજળો રે લોલ, સર્વે સખીને તેડી૦

સોના સમું છે મારૂં આંગણું રે લોલ,
રૂપાં સમી છે રૂડી રાત;
તેજ ઝગઝગેરે લોલ, સર્વે સખીને તેડી૦

ગોખે ધરીશું ઘણા દીવડારે લોલ,
વચ્ચે રચીશું દીપમાળ;
થોડા ચોકમાં રે લોલ, સર્વે સખીને તેડી૦

સાડીઓ પહેરાવું સખી સર્વનેરે લોલ,
મેવા જમાડું મારી બેન;
ભલા ભાવથી રે લોલ, સર્વે સખીને તેડી૦

રૂડો દિવસ રળીયામણો રે લોલ,
આપ્યો પ્રભુએ મને આજ;
પુરા પ્રેમથી રે લોલ, સર્વે સખીને તેડી૦

(બાપાલાલ)



૩

(રાગ—પ્રગટયા શ્રી કૃષ્ણ મન ભાવતારે લોલ)

બ્હેનાં ! પધારો રાસ મન્દિરે રે લોલઃ
રાસના વિલાસ અણમૂલ જો !
બ્હેનાં ! પધારો રાસ મન્દિરે રે લોલ.

મન્દિર શણગાર્યું સ્નેહ–ફુલડે રે લોલઃ
સુન્દર છે શબ્દ–સુવાસ જો !
બ્હેનાં ! પધારો રાસ મન્દિરે રે લોલ.

ઝૂલે તોરણ સૂર તાલનાં રે લોલઃ
ઝળકે માણિક્ય સમ ભાવ જો !
બ્હેનાં ! પધારો રાસ મન્દિરે રે લોલ.

નીતિ–કુંકુંમ ભર્યું આંગણું રે લોલઃ
પૂરી રંગોળી–સદ્ બોધ જો !
બ્હેનાં ! પધારો રાસ મન્દિરે રે લોલ.

આશા ભરી મ્હારી બ્હેનડીરે લોલઃ
આશા ભર્યા મારા રાસ જો !
બ્હેનાં ! પધારો રાસ મન્દિરે રે લોલ.

(રાયચુરા)

૪

( રાગ–સારૂં સારૂં રે સુરત શહેર મુંબઇ અલબેલી )

આવો આવોને સાહેલી આજ, આનંદે રમીએ.
લાવો લાવો બહેની, પ્રીતિ સુખ આજ, ઉછરંગે ભમીએ.
રમીએ ને ભમીએ નન્દનવન આ,
વાડી જ્યાં ગુર્જરી ખીલીરે;
વહે અમી ઝરણાં, સંગીત ધરણાં,
લચી રહી ફુલવન વેલી,—આનંદે
પ્રીત નીતિનાં ગૃહ કુંજોમાં, કોયલ બુલબુલ ગાયરે;
મીઠડા સુણી સુણી ટુહુરવ ઉરરવ,
ભર્યું વિલીન મન થાય–આનંદે
ભક્તિ વીણાકર ધરીને કવિવર, સંત કરે કલ્લોલ રે;
પ્રિય પ્રભુના પ્રીતિભર સ્વર જ્યાં,
જીવન કરે રસલોલ–આનંદે
ગગન ગજવતી ગાન વિમાને, પ્રભુજીની વેણું વાયરે;
તે લલકારની લલના હૃદયે,
પ્રણયશી મૂર્તિ સુહાય—આનંદે
પતિ પત્નીના આત્મ યુગલની, ગુંથી રૂડી ફૂલમાળરે;
પ્રભુપદ ધરીએ, ગાતાં ફરીએ.
ગુર્જરી ગુણ સહુ બાળ.–આનંદે

( મળેલું )

—૦—

## ૫

(રાગ—ચાલો તો શ્રીજી જઇએરે શ્રીમુખ સુંદર જોવાને)

રસિયાજી રાસ રમાડો રાજ,
રસ પૂર્ણિમા રઢિયાળીઃ
ત્રિભૂવનમાં વેણું વગાડો રાજ,
રસ પૂર્ણિમા રઢિયાળીઃ
ભર બ્રહ્માંડે ગીત ગજવો રાજ,
રસ પૂર્ણિમા રઢિયાળીઃ
કાંઇ અમર લીલા રૂડી ભજવો રાજ,
રસ પૂર્ણિમા રૂઢિયાળી.—રસિયાજી૦
બંસીશુ લગન લગાડો રાજ,
રસ પૂર્ણિમા રઢિયાળીઃ
ગીત નાદે અલખ જગાડો રાજ,
રસ પૂર્ણિમા રઢિયાળીઃ
પટ જીવનનો ઉઘાડો રાજ,
રસ પૂર્ણિમા રઢિયાળી.—રસિયાજી.
ભવ ભટકારાય ભગાડો રાજ
રસ પૂર્ણિમા રઢિયાળીઃ
તમ દર્શન દિવ્ય પમાડો રાજ
રસ પૂર્ણિમા રઢિયાળી—રસિયાજી૦

(કેશવ હ. શેઠ)

૬

( રાગ-ગરબાનો )

પ્રભુ ! ગુણુ તણા ભંડાર પ્રાણાધાર છોરે !
સકલ સૃષ્ટિતણા સૃજનાર પાલનહાર.
એકજ ઇશ આધાર છો રે !—પ્રભુ૦

અમે આપનાં બાળક, દયા માગીએ રે !
ગણી પોતાનાં પ્રેમ પોષનાર દયાગાર,
નિર્ગુણ અને નિરાકાર છો રે !—પ્રભુ૦

તમે પાણી પવન પેદા કર્યાં રે !
જેથી જીવે સકળ સંસાર કિરતાર,
ભલા પ્રભુ ! ભરથાર છો રે—પ્રભુ૦

જન્મ કર્મ તણા નિયમ રૂડા કામના રે !
જીવ સર્વે શીખે સુવિચાર સદાચાર,
વ્હેવારમાં ઉદાર છો રે !—પ્રભુ૦

અમે ભજીએ ખરા દિલ ભાવથી રે !
આપ ગુણનો ન પાર, એથી અદકો આભાર,
ચરણનુંજ શરણ સદા માગીએ રે !-પ્રભુ૦

વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી.



૭

(રાગ—સારૂં સારૂં રે સુરત શહેર, મુંબઇ અલબેલી)

ગાઓ આનંદે સહુ આજ, પ્રભુના મહિમાને;
થાઓ બેન કૃતારથ આજ, નિરખી રચનાને—ગાઓ૦
આ ડોલર આ ગુલાબ બહેકે, ચંપો અને ચમેલી રે;
જુઓ જુઓ આ કદંબ વૃક્ષે, વીંટાણી જુઇ વેલી,
પ્રભુના મહિમાને—ગાવો

( સાખી )

બેશી આંબા ડાળપર, કરે કોકીલા ગાન;
સુંદર મધુરા શબ્દથી, તૃપ્ત કરે છે કાન,
કળા કરીને મનહર મયુરો, નૃત્ય કરે આનંદે રે;
કીલ કીલ કરતાં મેના પોપટ, અહીં તહીં ફરે સ્વચ્છંદે
પ્રભુનાં મહિમાને—ગાઓ.

( સાખી )

વિચિત્ર રચના છે રચી, આ જગમાં ભરપૂર,
તે શ્રીપતિના સ્તવનમાં, મચો મહે ચકચૂર,
પરસ્પરે દઇ તાળી કરમાં, નિજ પગ સરખા મેલો રે;
નાચો ગાઓ બેનો આજે ખેલ વસંતી ખેલો,
પ્રભુના મહિમાને—ગાઓ૦

( વાંકાનેર નાટક કંપની )

૮

(રાગ—ગરબી)

નાથ નથી કહેતી કે ઝાઝું તું દે
માગું તું પાસ અરે બાપ બહુ થોડું
માથું ઝુકાવી હાથ બેઉ જોડું
થોડે છું રાજી—માગણી નહી ઝાઝી,
રંકને નિવાજી—થોડું પણ ચોકખું ચોકખું તું દે—નાથ૦
સાદું ને સુતરૂં, માગું હું ખાણું,
દાળ ને કઠોળ તણા અવગુણ હું જાણું;
ખીચડી ને રોટી એ પણ છે ખોટી,
છોટી કે મોટી—પુરી ને શીખંડ સાથે ખાજું તું દે—નાથ૦
સોનું ને રૂપું, મોતી ને હીરા,
માગતી નથી હું મોટી એ પીડા
લોન લાખ ત્રીસની—મીલકત દર દિનની
ગીરવી દશ વીસની—લેવા કુલ રોજ એક તાજું તું દે—નાથ૦
મહેલને કાજ, પ્રભુ પાય નહિ લાગું,
ટાઉન હોલ સરખી ઝુંપડીજ માગું
નાની દશવાડી—ફુળ ફળની ઝાડી.
જોડીની ગાદી—રોજ ઘરે વાગતું વાજું તું દે—નાથ૦

(મળેલું)

૯

( રાગઃ—'પુનમ ચાંદનીને' મળતો )

તારો વાસ દિસે ભગવાન ! સ્થળે સ્થળ વિશ્વમાંરેઃ
રહેજો તેજ અનુપમ તુજ અમ અંતર માંહ્ય,
થાયે પ્રકાશ ઉજળો અંધકાર જાતાં સહુ રે—

સુન્દર તારક વૃંદમાં, વિશાળ નભની માંહ્ય,
સરિતાને સાગર વિષે, તારાં દર્શન થાય;

જ્યાં જ્યાં ફરીએ ત્યાં ત્યાં નિવાસ તુજ નજરે પડે રે;
દિવસે તેમજ રજની તિમિરમાં પણ તુજ ભાસ,
તારૂં સ્મરણ નિર્મળું, અમ હૃદયે નિત્ય રહો રે—તારો.

વિવિધ રંગ આ અવનીમાં, કેવળ અમે અજાણ,
કર પકડી કરૂણા કરી, બતાવજે સન્માર્ગ;

તારા સબળ શરણની સહાય છે અમને ઘણી રે;
તેનો આશ્રય લઇને બજાવીએ નિજ ધર્મ;
નિશદીન થાય અમારૂં રહેવું સદા તુજ સંગમાં રે—તારો.

સત્ય પ્રેમને શાન્તિના, રૂડા સુખકર સ્રોત,
વહો વિમળ અમ જીવનમાં, રહો ન ચિત્તે ક્ષોભ;

બની રહી શુદ્ધઅમારાં હૃદય નિત્ય તુજમાં વસે રે;
તજીએ તુજ કરૂણા થકી અહં ભાવ વિચાર,
રહે નવ 'તું' 'હું' ના કંઇ ભેદ એક બનીએ સદારે—તારો.

( ડાહ્યાભાઈ લક્ષ્મણ )

## ૧૦

( રાગઃ—શીખ સાસુજી દે છે રે, વહુજી રહો ઢંગે )

મ્હારાં નયણાંની આળસ રે, ન નિરખ્યા હરિને જરી,
એક મટકું ન માંડયું રે, ન ઠરીયાં ઝાંખી કરી.
શોક મોહના અગ્નિ રે, તપે ત્હેમાં તપ્ત થયાં.
નથી દેવનાં દર્શન રે કીધાં, ત્હેમાં રક્ત રહ્યાં.
પ્રભુ સઘળે વિરાજે રે, સૃજનમાં સભર ભર્યા.
નથી અણું પણ ખાલી રે, ચરાચરમાં ઉભર્યા.
નાથ ગગનના જેવા રે, સદા મને છાઈ રહે;
નાથ વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં વહે,
જરા ઉઘડે આંખલડી રે તો સન્મુખ તેહ તદા,
બ્રહ્મ બ્રહ્માંડ અળગા રે ઘડીએ ન થાય કદા.
પેલાં દિવ્ય લોચનિયાં રે પ્રભુ ! ક્યહારે ઉઘડશો ?
આવા ઘોર અન્ધારાં રે પ્રભુ ! ક્યહારે ઉતરશો ?
આંખ આળસ છાંડો રે ઠરો એક ઝાંખી કરી;
એક મટકું તો માંડો રે હૃદય ભરી નિરખો હરિ.

(કવિ ન્હાનાલાલ)

## ૧૧

( રાગ—અમે સ્નેહ ને સૌંદર્ય કે દેવીઓ રે લોલ )

મ્હેં તો કુંકુમે લીપ્યું મ્હારૂં આંગણું રે લોલ;
કોઈ ભેદુ આવો તો ભેદને ભણું રે લોલ,

કૃપાનાથે બ્રહ્માંડ એવું કાં કીધું રે લોલ?
આંખ આવડી ને જગ તો મ્હોટું બધું રે લોલ;

મહા બ્રહ્માંડ ક્યારે ઘૂંઘટ ખોલશે રે લોલ?
ક્ય્હારે સચરાચર બ્રહ્મ નીર ડોલશે રે લોલ?

ગામ પાદર બેસી કાં બોલે મોરલા રે લોલ?
ચન્દ્ર સૂરજ સન્તાડે વદન કાં ભલા રે લોલ!

લોક કહે છે પ્રભુના મીઠા બોલડા રે લોલ;
એક લીધા શું મુજથી અબોલડા રે લોલ?

મ્હને એટલું—ઓ એટલું કહો કથી રે લોલ,
દીઠું અદીઠું હો સન્ત! કાં થતું નથી રે લોલ?

( ન્હાનાલાલ કવિ )



# ૧૨

( રાગ—ક્યા માગું રે મેં ક્યા માગું )

પૂછશો મા કોઈ પૂછશો મા.
 મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.
દિલના દરિયાવ મહી કાંઈ કાંઈ મોતી,
ગોતી ગોતીને તેને ચૂંકશો મા.
 મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

ટહુકે છે કોકિલા પુકારે છે પપૈયો,
કારણોના કામીને સૂઝશો મા.
 મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

આંસુના નીરના કો આશાના અક્ષરો,
આછા આશા ત્હોય લૂછશો મા
 મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

જગના જોદ્ધા ! એક આટલું સુણી જજો,
પ્રારબ્ધનાં પૂર સ્હામે ઝૂઝશો મા.
 મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

( કવી ન્હાનાલાલ )

## ૧૩

( રાગ— સાહેલી આ તો કાનુડો કામણગારો રે )

ગગને આજ, પ્રેમવી ઝલક છાઇ રે,—ગગને૦
પૃથિવી રહી છવાઇ, પરવતો રહ્યા નાહી,
સચરાચરે ભરાઈ રે;—ગગને૦
ભૂતને ભવિષ્ય ગયા, વર્તમાન સર્વે થયા,
એકમાં અનેક રહ્યા રે,—ગગને૦
કીડીથી કુંજર સુધી, ગળી ભેદ બુદ્ધિ ઉધી,
વાટડી અભેદ સુધી રે,—ગગને૦
વાદને વિવાદ ગળ્યા, ઝેરી વિખવાદ ટળ્યા,
જુદા સહુ ભેગા ભળ્યા રે,—ગગને૦
વ્રત જોગ તપ સેવા, જુઠા છે પ્રસાદ મેવા,
પંડિતો વેદાંતી તેવા રે,—ગગને૦
ધન્ય ભાગ્ય તેનાં જેણે, પ્રેમથી નીહાળ્યો નેણે,
સુખને શું કહેશે વેણે રે,—ગગને૦
સાંભળશે કોણ કહેશે, શા થકી વખાણી લેશે,
ન કહ્યે કહેવાઈ રહેશે રે —ગગને૦
પ્રેમ જે કહી બતાવે, પ્રેમ જે કરી બતાવે,
મણિ તેને મન ભાવે રે,—ગગને૦

( મણિલાલ નભુભાઈ )



૧૪

# સ્વદેશ પ્રીતિ.

(રાગ—પુનમ ચાંદનીનો—સાખી વગર)

એવા જડ જીવો આ જગત વિશે જોયા નથીરે;
જે જન બહુ મમતાથી હૃદયે મૂકી હાથ,
'મારો દેશ અને મુજ દેશી" ન કહે પ્રેમથીરે.—૧

જેનાં મન મુડદાલ થએલાં પામર તે હશે રે,
તેને દેશ તણી નહિ હોય હૃદયમાં દાઝ,
પોષી પિંડ અને પશ્વાદિ પેઠે જીવશેરે.—૨

ફરતાં પરદેશે બે દેશી જો ભેગા થશેરે,
દોડી પ્રેમે પકડે એક બીજાનો હાથઃ
પૂછી નામ ઠામ નિસ્બત ને સાવે ભેટશે રે.—૩

પૂર્વે આર્ય જનોમાં એવા બહુ જન થઇ ગયા રે;
જેણે દેશ તણું હિત કરતાં ખોયા પ્રાણ;
પાછળ નામ અમર મૂકીને સ્વર્ગે સંચર્યારે.—૪

આજે જીવતણા જોખમની ગરજ રહી નથી રે,
કરવા તન મન ધનથી દેશીની સંભાળ;
દુર્બળ દેશ તણા હિત માટે સૌ મંડો મથી રે.—૫

(બાપાલાલ ભાઇશંકર)



## ૧૫

( રાગ-અલબેલીરે અંબે માત જોવાને જઇએ )

સજી વસ્ત્ર સ્વદેશી શરીર, પ્રીતે પૂજન કરીએ
દિવ્ય હિન્દ દેવી મન્દિર, પ્રીતે પૂજન કરીએ,
અરૂણોદયનાં ઉજ્જવલ કિરણ, છંટાતાં ભૂરનૂર રે;
પ્રાતઃ સમયના પડઘા વાગે, ગાજે જયના સૂર;
પ્રીતે પૂજન કરીએ.
દેવ નભે દુંદુભિ બજાવે, બ્રહ્મ નાદ સંભળાય રે;
અભિષેક આશીર્વાદોનો, અમરપુરીથી થાયઃ—
પ્રીતે પૂજન કરીએ.
અમૃતમાં અંઘોળ કરીને, ધરીને સ્વધર્મ માળ રે;
મુક્તિના ભક્તિભર ભાવે, થહીએ પૂજન થાયઃ-
પ્રીતે પૂજન કરીએ.
આર્ય કુલની વીરાંગના સહુ, આપણ એકજ અંગ રે
મૂર્તિ માતની મન પધરાવી, જીતીએ જીવન જંગ
પ્રીતે પૂજન કરીએ.
નન્દન વનનાં અણમૂલ ફૂલડે, દેવી વધાવશું આજ રે;
રવિશો શાશ્વત શિરપર ધરશું, સ્વરાજ તપતો તાજ;
પ્રીતે પૂજન કરીએ.

( કેશવ હ૦ શેઠ )



## ૧૬

(રાગ–મા તું પાવાની પટરાણી કે માતા કાળી કલિકા રે લોલ)

માજી ! તુજ મહિમા ઉજ્જવલ નિત્ય,
દશે દિશ ગાજતો રે લોલ;
માજીને મસ્તક ભાનુ–કિરીટ, પ્રભાભર રાજતો રે લોલ:
માજી ! સજી સોળકલા શશિરાજ, અમી અભિષેકતા રે લોલ;
તપોવન ફળ ફૂલ દે નિજ કાજ, મધુર મધુ મ્હેકતાં રે લોલ:
માજી! શિર ધરતાં તુજ પદરેણું, ત્રિવિધ ટળે આપદા રે લોલ;
શાશ્વત સત્ય સનાતન વેણું બજાવે શારદા રે લોલ:
માજી ! તુજ કલ્પતરૂને પ્રસાદ, જીવન રસ જામતો રે લોલ;
વરસે સ્વાતિના વરસાદ કૃપા તુજ પામતાં રે લોલ;
માજી! તુજ યશ ગૌરવ ગુણ ગાન તણાં ઝરણાં ભર્યાં રે લોલ:
કરે તુજ ચરણામૃતનાં પાન, સરિત નદ સરોવરો રે લોલ;
માજી ! તુજ અંકે ખેલ્યા શુર, ઋષિ, મુનિ, રાજવી રે લોલ;
પૂજાયાં ખંડે ખંડે નૂર નવે નિધ સાજથી રે લોલ:
માજી ! તું ગૌબ્રાહ્મણ પ્રતિપાળ અનાદિ કાળથી રે લોલ;
પડયા કંઈ દેશ થયા બેહાલ, રહો તું મહાલતી રે લોલ:
માજી તુજ જગમાં જડે ન જોડ જતાં જુગ કેટલા રે લોલ;
ભારત મૈયા ! પૂરો કોડ અધૂરા એટલા રે લોલ.

(કેશવ હ. શેઠ)



## ૧૭

( રાગ—આઢ. ગુણવંતી ગુજરાત જેવી ઢબે )

નન્દન વનશો દેશ, સખીરી! નન્દન વનશો દેશ;
વન્દન યોગ્ય પ્રદેશ, સખીરી! નન્દન વનશો દેશઃ
ત્રિવિધ તાપ હર તપે તપોવન સમ અમ દેશ હંમેશ;
તિમિર વિદારક રવિ–દીપનો, અખંડ જ્યાં ઉજેશઃ
અચલ એ નન્દન વનશો દેશ.
નન્દન વનશો૦

પતિત પાવન, પરમ પુણ્યનો જ્યાં ભંડાર વિશેષ;
યશ કીર્તન ગુણ ગાય શારદા, સહસ્ર ફણાએ શેષઃ
પુનીત એ નન્દન વનશો દેશ.
નન્દન વનશો૦

અમર શૌર્યનું વીર ક્ષેત્ર, જ્યાં આત્મ બલિ ઉદ્દેશ;
જય ટંકારી નિડર આર્યના, ભલે ભિન્ન હો વેશ;
એક પણ નન્દન વનશો દેશ.
નન્દન વનશો૦

અખૂટ રત્ન અધ્યાત્મ ખજાને, ન્યાલ થએલ નરેશ;
"જય ડંકો અહીં ગગન ગજવશે" એ ઇશ્વર આદેશઃ
પ્રવાસી! પધારશો એ દેશ.
દિવ્ય એ નન્દન વનશો દેશ.

( કેશવ હ. શેઠ )



## ૧૮

( રાગ—એની સાંભળ પેલી કોયલડી વરૂન્દમાં રે )

જનની સેવનનો મધુ મધુરો અવસર ક્યાં મળેરે,
અવસર ક્યાં મળે રે જગ જીવ્યું ફળે રે;

નવનિધ લાડ નિશદિન ઝુલવે,
ઉર હીર પાતી હૈયે હુલવે,

અલ્પ સાટું પણ અમિત ભારનું ક્યાં વળેરે;
જનની સેવનનો૦

પ્રભુ પુર ગૌરવ વદને મલકે
મંજુલ મોહક અન્તર [ ઝલકે,

નવ નવ સાજે શીખ દે સાને પળે પળે રે;
જનની સેવનનો૦

ઉત્તમ શોણિત જનની કાજે,
રેલાયે શું વધુ કે'વાયે,

કિસ્મત ક્યાંથી ભારતિ હિત આયા ઢળે રે;
જનની સેવનનો મધુ મધુરો અવસર ક્યાં મળે રે;

( વસંત વિનોદી )

૧૯

જય ! જય ! જય ! માતૃભૂમિ, વંદીએ તમ ચરણુ ચુમી,
પ્રેમ મગન ઝુમી ઝુમી, જન ઉધારિણી.......જય !

પરશુરામ જન્મ ભૂમિ, રામ કૃષ્ણુ કર્મ ભૂમિ,
જગતી તલ ધર્મ ભૂમિ, દુઃખ વિદારિણી........જય૦

આપતી તું અન્ન, નીર, હેમ, રત્ન, પટ, સમીર
પાળતી કરોડ તીસ, દરિદ્રદારિણી.........જય૦

જાન્હવી જમુના જલ જય ! સેતુબંધ સાગર જય !
મલય હીમાલય જય ! જય કાંતિકારિણી.......જય૦

શિવાજી પ્રતાપ વીર, અલી બન્ધુ, ગાંધી ધીર
ત્રીસ કોટી તનુજ વીર, ભય નીવારણી.....જય૦

કર્મવીર લાલ બાલ, માલવીય, ઘોષ, પાલ,
વિજય ! વિજય ! હિંદ દેવી ! રિપુ સંહારિણી....જય૦

'હર હર મહાદેવ' કહો, 'અલ્લાહો અકબર' કહો,
"વન્દેમાતરમ્" કહો, બ્રહ્મચારિણી...........જય૦

(રમણુલાલ નાનાલાલ શાહ)

૨૦

ગાવો વ્હાલાં સર્વે ભારત માતાનું ગીતડું રે !
મનોહર મીઠડું રે ! અહોહો ! મીઠડું રે !
એની તોલે સ્વર્ગ ન આવે, દેવોયે સૌ પૂજે ભાવે;
નન્દનવન સમ રાજે એ તો તેજથી રે, અલૌકિક તેજથી રે,
ગાવો વ્હાલાં.

મસ્તક ઉપર હિમગિરિ શોભે, શંકર વસવા ત્યાં તો લોભે;
ગંગા જમના માલા કંઠે ઝુલતી રે, મનોહર ઝુલતી રે;
ગાવો વ્હાલાં.

નયનો ઝળહળ ઝળહળ થાયે; સ્મિત ફુલડિયાં મુખ વેરાયે
ઉર નિર ઉછળે બાળો કાજે પ્રેમથી રે; છલોછલ પ્રેમથી રે;
ગાવો વ્હાલાં.

લીલાં છમ નીલમનાં સરખાં, આભુષણ છે સુન્દર વનનાં;
મંજુલ મોહક ઝંકારે એ ગાજતીરે, રૂડી એ ગાજતી રે;
ગાવો વ્હાલાં.

કુંકુમ ઝરણુ પગે રેલાયે, ચરણ ચુમવા સાગર ધાયે !
નિર્મળ સુન્દર દેહે એ તો શોભતીરે, પુરી એ તો શોભતી રે;
ગાવો વ્હાલાં.

એની સેવા કરવા કાજે, અંકે એના ઝુલવા આજે,
ધસિયે ચાલો સર્વે આપણ પ્રેમથીરે ! અનેરા પ્રેમથી રે !
ગાવો વ્હાલાં.

( સ્નેહરશ્મિ. )



## ૨૧

(રાગ—ગુણવંતી ગુજરાત.)

ગુર્જરરાષ્ટ્રનાં બાળ, અમે તો ગુર્જરરાષ્ટ્રનાં બાળ,
શાંત સુશીલ શરમાળ, અમે તો ગુર્જરરાષ્ટ્રનાં બાળ.
ઇંદ્ર નગરના મણિ મંદિરમાં, વસનારાં સુરબાળ;
નંદનવનની નવ કુંજોમાં, રમતાં રમત રસાળ. અમે તો—૧

પુણ્યભૂમિ ભારતના સુંદર, ઉપવન સમ શ્રીકાર;
દેશ અમારો અમે સુપુત્રો, તેના દઢ રખવાળ. અમે તો—૨

પુષ્પ ભારથી લચ્યા બગીચા, ખીલ્યાં ક્ષેત્ર વિશાળ;
અમ માટે સ્વાદુ ફળ પાકે, ભર્યો રહે ભંડાર. અમે તો—૩

સત્યવ્રતી દઢ નિશ્ચયવાળાં, એક જ વચની ઉદાર;
સ્નેહ શૌર્ય ને સાહસ સેવી, ભૂમંડળ ભમનાર. અમે તો—૧

વણજ વેપાર કર્યોમાં કુશળ, કરતાં પર ઉપકાર;
સ્વાગત કરવામાં શૂરા સૌ, સેવા સુખ લેનાર. અમે તો—૫

સંપી જંપી સહાય રહીયે, નહિ તોફાન લગાર;
દુશ્મનને પણ દુઃખ ન દઇયે, સ્વધર્મ આચરનાર. અમે—૫

(જગજીવન દયાળજી મોદી)

૨૨

શીળી રાતમાં રે લોલ, રમીને સહિયર સૌ  સાથમાં રે લોલ;
રમત વાટમાં રે લોલ, ફરીએ સહિયર  નીતિ સાથમાં રે લોલ
શીળી૦

( સાખી )

હર્ષે આંજી આંખડી, રેલી મીઠા સૂર;
નોતમ સ્નેહે ઉજળીએ, ઉત્તમ ગુર્જરી નૂર,

સખી ! વિશ્વની શી વાડી  હિન્દ માવડી રે લોલ
ભલી હિન્દની રસીક  ભૂમિ  ગુર્જરી રે  લોલ !
રૂડી  ગુર્જરીમાં પ્રૌઢ  શોભા  પાથરી  રે લોલ !
સખી ! ગુર્જરી વિલાસ વાડી  આપણી રે લોલ !
શીળી રાતમાં રે લોલ૦

( સાખી )

હૃદય તણા પણ  હૃદયથી, નમીએ સો  જગરાય,
જન્મ દીધો આ ભૂમિમાં,  કુદરત જ્યાં  છલકાય,
તીણું ગાતી મીઠી  નદિયો હ્યાં શી રમે રે લોલ !
પૂરાં ખીલી  ઝુલી ખેતરાં ધીરાં  હસે રે લોલ !
વિવિધ રમ્ય  નવલ  વૃક્ષ ફળ ફૂલ  છે રે લોલ !
સખી ! મધુર કણ્ઠી પંખીડાં પણ શાં વસે રે લોલ !
શીળી રાતમાં રે૦

( સાખી )

મનહર મોહક ભૂમિ આ આપણુ એનાં બાળ;
નિર્મળ નેહે શું નહિ ધરીએ એ પર વ્હાલ?
સખી ! માત માટે હ્રદય શુંના બાળીએરે લોલ !
સખી ! ગુર્જરીનું હિત શું ના ભાળીએ રે લોલ !
સખી ! સ્વાર્થ એને કાજ શું ના છાંડીએ રે લોલ !
સખી ! સમય આવે પ્રાણને પણ પાડીએ રે લોલ !
શીળી રાતમાં રે૦

( વસંત વિનોદી )

---

૨૩

રાગ—ભેરવીની છાયા.

જય જય ભારત વર્ષ સ્વદેશઃ
પ્રભુના પ્રિય લાડીલા દેશ.

જગત વંદ્ય, ગુણુ ગૌરવનું સ્થળ, સુંદર તારો વેશ;
ઋષિ મુનિની જન્મ ભૂમિ–જ્યાં નહિ પાપ લવલેશ.
પ્રભુના પ્રિય લાડીલા દેશ.
તિર્થ સમોવડ પુનિત ભૂમિ, તું દૂર કરે ભવ કલેશ;
ધન્ય માતૃભૂમિ તુજ મહિમા, બલિહારી પ્રિય દેશ.
પ્રભુના પ્રિય લાડીલા દેશ.

( સીતારામ શર્મા )

---

૨૪

ધીરો ધીરો ચાલે રે,
મીઠો મીઠો ગાજે રે,
રૂડો મ્હારો રેંટીયો હોજી.
એ રેંટીયામાં દેશોદયના નીકળે તાર,
એ તારે તારે ભાળું ભારતનો ઉદ્ધાર.
ધીરો ધીરો ચાલે રે.

સાખી—ત્રાક રૂડી, પંખા રૂડા, ઉજ્જવળ એનો નાદ;
ઉજ્જવળ પુણી આપતી, ઉજ્જવળ મ્હારા હાથ;
દુઃખો સહુ હરતો રે,
નિર્ભય પણે ફરતો રે,
એવો મારો રેંટીયો હોજી.

સાખી—શ્રદ્ધા ને એકાગ્રતા, સંયમ શક્તિ વિશેષ;
ધૈર્ય, ચિવટ ને શાન્તિના, આપે જે ગુણ બેશ.
જીવન કેરી શક્તિ રે,
જન્મ ભૂમિની ભક્તિ રે,
એ તો એકજ રેંટીયો હોજી.

સાખી—સ્ત્રી જન કેરા શિયળની, રક્ષાનો કરનાર;
નિરૂદ્યમીને નવરાશમાં, જે શાન્તિ દેનાર.
સોંઘોને વળી સહેલો રે,
શીખાએ બહુ વહેલો રે.
એવો મારો રેંટીયો હોજી.

(મનહર અને શર્મા)

## ૨૫

જય જય માતૃભૂમિ મા જય જય માતૃભૂમિ,
ગુણ તારા નિત્ય ગાઈ, નમીએ ચરણ ચૂમી.
જય જય માતૃભૂમિ.

તુજ કિરીટ સ્વરૂપ, નંદનવન રાજે—મા નંદનવન રાજે,
ભાલ પ્રદેશે તારા, શીખ પ્રજા છાજે.
જય જય માતૃભૂમિ.

ક્ષત્રિય વીરનો વાસ, ઉભરે ઉર ક્ષેત્રે—મા ઉભરે ઉર ક્ષેત્રે,
સદૈવ તારે કાજે, પડતા રણક્ષેત્રે.
જય જય માતૃભૂમિ.

તુજ કેશાવલિ રૂપ, હીમગિરિ શોભે—મા હીમગિરિ શોભે,
વિશ્વે અતિ વખણાઇ, જગનાં મન લોભે.
જય જય માતૃભૂમિ.

બંગ અને ગુજરાત, બેલડીએ તપતાં—મા બેલડીએ તપતાં,
સાહિત્યે, વિજ્ઞાને, સહુ પહેલાં ધપતાં.
જય જય માતૃભૂમિ.

સિંધ, કચ્છ, સૌરાષ્ટ્ર, સત્વ રૂપ તારાં—મા સત્વ રૂપ તારાં,
ઉદ્યોગે, વ્યાપારે, સૌન્દર્યે સારાં.
જય જય માતૃભૂમિ.

હૈયે હાર સ્વરૂપ, ગંગા ને યમુના—મા ગંગા ને યમુના,
કટી આભૂષણુ જેવા, આબુ વિંધ્ય ભલા.
જય જય માતૃભૂમિ.

સુજલામ્ સુફલામ્ માત ! સુધર્મની ધાત્રી-મા સુધર્મની ધાત્રી,
હજી એ તું એની એ છે જગને ખાત્રી
જય જય માતૃભૂમિ.

ગ્રહી પ્રતિજ્ઞા આજ તુજ મુક્તિ માટે-મા તુજ મુક્તિ માટે,
વસ્તુ વિદેશી તજવા, ઝુકશું શિર સાટે.
જય જય માતૃભૂમિ.

( સીતારામ શર્મા )



## ૨૧

(રાગ–શીજી રાતમાં રે લોલ, રમીએ આપણું સૌ સાથમ રે લોલ)

સખિ ત્યહાં ઘટે રે લોલ,
સાચા સહકાર દિવ્ય લ્હાવનારે લોલ;
શુદ્ધ ચિતની રે લોલ,
જ્યહાં જ્યહાં જણાય ભવ્ય ભાવના રે લોલ,
સાખી–જેના મનને વચનમાં, જુદાપણું ન જણાય,
એ બેને મળતી કૃતિ, પાયે સહજ સદાય
જુઓ પરમ પુનીત પૂજ્યપાદ રામને રે લોલ;
વચન મન સમાન સકલ ત્હેના કામને રે લોલ,
જપે નિખિલ લોક તેથી ત્હેના નામને રે લોલ,–સખિ૦
સાખી–સુત સુન્દરી સંપત્તિ કે, જીવ ભલે જાય,
કરોડ કષ્ટ પડયા છતાં, સત્ય ના તજે જરાય,
જુઓ ભૂપ હરિશ્ચંદ્ર એક ટેકથી રે લોલ,
ડગ્યો આવતાં ન આપદા એકથી રે લોલ,
સત્યવાદી પણું પાળ્યું સદ્ વિવેકથી રે લોલ–સખિ૦
સાખી–જેના હૃદય વિષે રહ્યો, ભૂત દયાનો ભાવ;
રિપુ સાથે પણ ના રમે, દગો કર્યાના દાવ
જુઓ પરમ દયા પૂર્ણ શીબિરાયને રે લોલ,
કાપી આપી તે કપોત સાટે કાયને રે લોલ,
જેના ગુણ હજુય ગાય લોક ગાયને રે લોલ–સખિ૦

( મળેલું )

## ૨૭

(રાગ—શીખ સાસુજી દે છે રે વહુજી રહો ઢંગે)

જળ ભરવાને ચાલો રે, મિઠલડાં જળ ભરવા,
ખીલ્યું યૌવન મ્હાલો રે, મધુરાં જળ ભરવા;
લ્યોને અનુપમ લ્હાવો રે, મિઠલડાં જળ ભરવા,
ચાલો ! બ્હેનીઓ ! ચાલો રે, મધુરાં જળ ભરવા.

(સાખી)

તરશે તરફડતાં મરે, બ્હેનો ભાઈ અનેક,
પાવું અમૃત તેમને, એજ ધરો મન ટેક.
ફુલ વીણવાને ચાલોરે, મધુર ફુલડાં વીણવા,
મીઠું યૌવન મ્હાલો રે, રૂડેરાં ફુલ વીણવા;
રમી રાસ લ્યો લ્હાવોરે, મધુરાં પુલ વીણવા,
ચાલો ! સાહેલી ! ચાલોરે, રૂડાં ફુલડાં વીણવા.

(સાખી)

દુઃખ. કલેશ, ચિંતા ભર્યું, જગ રડતું લાચાર;
કરો શાન્ત, આશા ભર્યાં, પુષ્પ તણો ધરી હાર.
જળ ભરવાને ચાલોરે, મિઠલડાં જળ ભરવા,
લીલું યૌવન મ્હાલોરે, મધુરાં અમિ ભરવા;
લ્યોને આનંદ લ્હાવોરે, મિઠલડાં અમિ ભરવા,
ચાલો સજનીઓ ! ચાલોરે, મધુરાં જળ ભરવા.

(સુમન્ત.)



## ૨૮

( રાગ—કાળા તે કાળિકા કાગળ મોકલે રે )

કુંજ કુંજ ફોરે નવરંગ ફૂલડાં રે,
　　આભમાં ઉજળો ઉગે ચન્દ્ર જો !
કોયલડી કય્હાંકથી ટહુકા કરે રે,
　　પ્રગટે વસન્તનો આનંદ જો !
　　હો સખિ ! ત્યાહરે હતું તે ભૂલી જજે રે,
વાદળીને હિંડોળે મેહુલો રે,
　　ઘેરૂં ગભીરૂં ગભીરૂં ગાશે જો !
વીજળીની વેલી વિહાસશે કંદમાં રે,
　　રસની અમુલખ ઝડીઓ વાશે જો !
　　હો સખિ ! ત્યાહરે નથી તે ભૂલી જજે રે,
પણ પછી કય્હારકે પ્રભુ મન્દિરમાં રે,
　　છૂપલાં અન્તર્દ્વાર ઉઘડશે જો !
ને તુજ રસભર ઉરના ધામને રે,
　　પ્રભુનાં નિર્મલ તેજ સુહવશે જો !
　　હો સખિ ત્યાહરે સર્વ કાંઇ સંભારજે રે.

( રા. કવિ. ન્હાનાલાલ )



## ૨૯

( રાગ–પુનમ ચાંદની ખીલી૦ )

સુખ દુઃખ સર્વેમાં હું આજ થકી સમભાગિનિ રે,
જ્યાં જે સ્થિતિ મહી રહે વ્હાલા મારા પ્રાણ,
ત્યાં તે સ્થિતિ મહી હું સદા રહીશ આનંદથી રે,
તો તો સચવાયે મુજ શીયળ ને સૌભાગ્ય,
એ મેં કરી પ્રતિજ્ઞા પહેલે પગલે લગ્નમાં રે ૧

( સાખી )

બાલકથી વૃધ્ધો સહુ, ઉપર રાખી પ્રેમ,
ભલું કરી કુટુંબનું, પોષું સહુને તેમ,
ઘરમાં શું છે શું નાહ તે સર્વે સંભાળીને રે,
કરતાં યોગ્ય ખર્ચ રાખીશ તેનો હિસાબ,
એ મેં કરી પ્રતિજ્ઞા બીજે પગલે લગ્નમાં રે, ૨

( સાખી )

સ્વામિ ભક્તિ હું કરૂં, પ્રભુ ભક્તિથી વિશેષ,
સત્ય મીઠી વાણી થકી, રીઝવું પતિ હંમેશ,
સબળ કારણ વિણ પતિ સન્મુખ ઉદાસ થવું નહિ રે,
જેથી પતિને દુઃખી થવાનું કારણ થાય,
એ મેં કરી પ્રતિજ્ઞા ત્રીજે પગલે લગ્નમાં રે ૩

( સાખી )

પતિને કંઇ દુઃખ આવતાં, પહેલું મુજને થાય,
મારા સુખના સ્વાર્પણે, પતિનું સુખ સચવાય,

પતિને પ્રભુ માનીને તેની આજ્ઞા પાળવીરે;
અનુસરી આચારે આ પાળીશ સેવક ધર્મ,
એ મેં કરી પ્રતિજ્ઞા ચોથે પગલે લગ્નમાં રે.—૪
પતિ વિણુ અન્ય જનો નિજ પુત્રો ભાઇ બાપ છે રે;
કદિએ દૃષ્ટિ નહિ તેઓ સાથે જોડીશ,
એકાંતે નવ હસોં રમોં બોલીને શીળ સાચવું રે,
સીતા અનસુયા જેવીને અનુસરીશ;
એ મેં કરી પ્રતિજ્ઞા પંચમ પગલે લગ્નમાં રે.—૫

(સાખી)

આ સહુમાં સાક્ષી પ્રભુ, તેથી બ્હીને છેક;
શબ્દેશબ્દ પાળીશ હું, પાળી ધર્મની ટેક.
અમ લગ્ન પહેલાં પણ બંનેની પ્રીતિ હતી રે;
તેવી લગ્ન પછી પણ રહે નિરંતર ક્ષેમ.
એ મેં કરી પ્રતિજ્ઞા છઠ્ઠે પગલે લગ્નમાં રે.—૬

(સાખી)

હોમ યજ્ઞ કર્તવ્યમાં, સદા રહીશ હું સાથ;
કર્તવ્યોત્તમ સેવન', તેજ યજ્ઞ મુજ નાથ.
સમજી એ સહુ ધર્મ સદા પાળીશ ઉમંગમાં રે,
જપ તપ વ્રત પણ નવ આજ્ઞા વિણુ મુજથી થાય,
એ મેં કરી પ્રતિજ્ઞા છેલ્લે પગલે ચાલવા રે.—૭

(નૂતન શ્રી)

## ૩૦

( રાગ-હાસુની રીત કોણે કાઢી )

સેવાનો ધર્મ સ્વીકારો, સાહેલીઓ !
સેવાનો ધર્મ સ્વીકારો.
દુનિયાના ધર્મની સેવાજ ચાવી,
ઉઘાડો પ્રેમ પટારો, સાહેલીઓ !
સેવાનો ધર્મ સ્વીકારો.
જાત ભાત ભેદોના કલેશ સહુ છોડી,
એકતાની લ્હાણી સ્વીકારો. સાહેલીઓ !
સેવાનો ધર્મ સ્વીકારો.
ભૂખ્યાને ભાખરી ને તરસ્યાને પાણી,
અંધાને પડતાં ઉગારો, સાહેલીઓ !
સેવાનો ધર્મ સ્વીકારો.
દઇને દીલાસો દુઃખી હૃદયને,
શાંતિની વાત વિચારો, સાહેલીઓ !
સેવાનો ધર્મ સ્વીકારો.
પ્રેમી પ્રભુને પામવાને માટે,
સેવાનો શ્રેષ્ઠ સિતારો. સાહેલીઓ !
સેવાનો ધર્મ સ્વીકારો.

( રાયચુરા)

## ૩૧

( રાગ—વ્હેલા આવજો હો લાલ )

પુરનો મોરલો હો રાજ !
પુરમાં થનગન થનગન નાચે,
પુરનો મોરલો, હો રાજ !
પુરનો મોરલો, હો રાજ !
સુખની શેરીઓ હો રાજ !
આંગણુ થનગન થનગન નાચે,
સુખનો મોરલો, હો રાજ !
પુરનો મોરલો, હો રાજ !
ફૂલની વાડીઓ, હો રાજ !
ફૂલડે થનગન થનગન નાચે,
ફૂલનો મોરલો હો રાજ !
પુરનો મોરલો હો રાજ !
રસનાં સરોવરો હો રાજ !
રસભર થનગન થનગન નાચે,
રસનો મોરલો હો રાજ !
પુરનો મોરલો હો રાજ !

( કવિ ન્હાનાલાલ )



## ૩૨

( રાગ—ઝીણા ઝરમર વરસે મેહ. )

વીણો વીણોને ફૂલડાંનાં ફાલ, ફોરે એવાં હૈયાં સખી,
ગુંથો ગુંથોને ફૂલડાંની માળ, ગુંથો એવાં હૈયાં સખી.

સરખી સાહેલી કોઇ વીણવા ન આવે
વીણું હું વનમાં એકલી રે.

વીણું અલબેલી ફૂલ ફૂલની વેલીને,
વીણું ને થાઉં ઘેલી ઘેલી, હો વીણાં એવાં ફૂલડાં સખી.

આઘે આઘે છે મઢુલી જોગીની મ્હારા,
પાસે છે ફૂલડાંની વાડી રે,

સાધીશું જોગ સ્નેહ ગંગાને કાંઠડે,
વીણીશું ફૂલ દહાડી દહાડી, હો વીણો એવાં ફૂલડાં સખી.

(કવિ ન્હાનાલાલ)

## ૩૩

( રાગ—મીઠડાં ગોરસ લ્યો-ગોરસ લ્યો. )

હાંરે ફુલ મ્હારૂં પોઢે છે, પોઢે છે.
હાંરે જરી ધીમી હો બ્હેન! જરી ધીમી,

હાંરે મહાસાગરની લ્હેર આવે ભીની રે—ફુલ૦
હાંરે લહરી એની! ધીરી તું ધીરી વાજે,
હાંરે ત્હારા સાગરનાં ગાન ગંભીર ગાજે રે.—ફુલ૦

હાંરે શીતલ ચંદ્રને ચુમીને આવી બ્હેનાં!
હાંરે સ્ફુરવ વિરમતાં કોમલાં શું ત્હેનાં રે.—ફુલ૦

(કવિ ન્હાનાલાલ)



## ૩૪

(રાગ-મીઠડાં ગોરસ લ્યો-ગોરસ લ્યો.)

બ્હેન ! મારાં ઝલોને ઝૂલોને.
હાંરે ! તમે સતીઓના પગલે પરવરજો,
હાંરે ! દીન ભારતનાં દુઃખડાં હરજો;
હો બ્હેન ! મારાં ઝૂલોને ઝૂલોને.

હાંરે ! બની દેવી દયાની અમી ઝરજો,
હાંરે ! ભરત ભૂમિને સ્વર્ગ શી સુહવજો.
હો બ્હેન ! મારાં ઝૂલોને ઝૂલોને.

હાંરે ! સીતા દમયંતીના પ્રભાવ પાડી,
હાંરે ! જગે ખીલવો પ્રતિષ્ઠા વાડીઃ
હો બ્હેન ! મારાં ઝૂલોને ઝૂલોને.

હાંરે ! બની લક્ષ્મી કુટુમ્બને ઉજાળો,
હાંરે ! બની જનની જગતને દીપાવોઃ
હાંરે બ્હેન ! મારાં ઝૂલોને ઝૂલોને.

(સીતારામ શર્મા.)



## ૩૫

(રાગ—ઓહડાં ગોરસ લ્યો ગોરસ લ્યો)

વીર! મ્હારા ઝૂલોને ઝૂલોને.

હાંરે! ધર્મ નીતિને ન્યાય પથે ચાલી,
હાંરે! જગે મેળવજો નામના સારી:
હો વીર! મારા ઝૂલોને ઝૂલોને.

હાંરે! દીન દુઃખીયાં દેખીને દુ.ખી થાજો,
હાંરે! અબળ જનની વ્હારે તમ ધાજો;
હો વીર! મારા ઝૂલોને ઝૂલોને.

હાંરે! હરિશ્ચંદ્ર સમાં સત્ય વ્રત ધારી,
હાંરે! થજો બાળ તમે શૌર્યના પૂજારી:
હો વીર! મારા ઝૂલોને ઝૂલોને.

હાંરે! વીર હૈડે સ્વદેશ ભક્તિ ધારી;
હાંરે! જજો માતૃભૂમિ પર વારી.
હો વીર! મારા ઝૂલોને ઝૂલોને.

(સીતારામ શર્મા.)

## ૩૬

( રાગ–રામ સભામાં અમે રમવાને ગ્યાંતા )

મોગરાની વેલ મ્હારી લૂમે ને ઝુમે;
ખીલ્યાં ગોરાં ગોરાં ફૂલ,
મ્હારી લૂમે ને ઝુમે;

ભમરો આવ્યો ને બેઠો, અડકીને ઉઠ્યો;
લાગ્યા ભમરાના કાળા ડાઘ,
મ્હારી લૂમે ને ઝૂમે.

લ્હોયા લ્હોવાય નહીં, ધોયા ધોવાય નહીં
કાળા ભમરાના કાળા ડાઘ,
મ્હારી લૂમે ને ઝૂમે.

જોગી પધાર્યા ભેખ ધારી કો કારમા;
છાંટયાં મંત્રીને જોગનીર,
મ્હારી લૂમે ને ઝૂમે.

નિર્મળાં ધોવાયાં મ્હારાં ગોરાં ગોરાં ફૂલડી
વાસના કંઇ પુણ્યની પમરાય
મ્હારી લૂમે ને ઝૂમે.

( કવિ ન્હાનાલાલ )

૩૭

આવો ન્હાનકડા ભાઈ, વ્હાલા વ્હાલસોયા ભાઈ,
લે, લે, બાપુડા આપું મીઠી મીઠાઇ.

ન્હાના હાથમાં હસે છે ભાઇ ગોરૂં ગુલાબ;
ભર્યા ગાલમાં રમે છે ભાઇ રાતું ગુલાબ;
ફુળું ગોરૂં ગુલાબ મ્હારે ગાલે ફરે;
ચૂમી રાતું ગુલાબ મ્હારે હૈયે ઠરે.
આવો--૦

મધુ આંખડીમાં વસે તેજી મોતીડાં શ્યામ;
ઝીણા સોને મોહ્યા વાળ કાળા ઝુલે અભિરામ;
ત્હારે ચલકતે મોતી મ્હારી તસ્વીર દીસે,
ઝુલત વાંકડીઆ વાળ ભાળી અંતર હીંચે.

આવો ન્હાનકડા ભાઇ, વ્હાલા વ્હાલસોયા ભાઈ,
લે, લે, બાપુડા આપું મીઠી મીઠાઇ.

( વસંત વિનોદી )



## ૩૯

( રાગ—મા પાવો તે ગઢથી ઉતર્યાં )

મા સુંદર ગિરીથી ઉતર્યાં બીરદાળી મા;
મા નૌતમ બાળે વેશ, ઝાંઝર વાગે મા.
આ પ્રાત:કાળે આભલાં, બીરદાળી મા,
તુજ ઘાટડીએ વીંટાય, ઝાંઝર વાગે મા.
આ સુરજ સનમુખ લટકતો, બીરદાળી મા;
આ સ્હામી આરસી સ્હાય, ઝાંઝર વાગે મા.
આ ચકવા ચકવી હંસલા, બીરદાળી મા,
તુજ પગલે ભમતાં ગાય, ઝાંઝર વાગે મા.
આ સાયર પાસે નાચતી બીરદાળી મા,
આ નદીમાં આવી ન્હાય, ઝાંઝર વાગે મા.
અમ સમી ન્હાની બાળકી, બીરદાળી મા,
એને હૈયે વસતી માત, ઝાંઝર વાગે મા.
આ અખિલ વિશ્વમાં વ્યાપતી બીરદાળી મા,
મુજ કાળજડામાં માય, ઝાંઝર વાગે મા.

(સરસ્વતીચંદ્ર ભાગ ૪)



## ૩૯

(રાગ-આસો સુદ પુનમની રાતરે, સુંદર વેણુ વાગે વેણુ વાગે)

મને વ્હાલી વ્હાલી બહુ મ્હારીરે, નણુદી ન્હાનકડી ન્હાનકડી
ના હું ધરાઉં હૈયે ધારી રે, નણુદી ન્હાનકડી ન્હાનકડી
રૂડાં રૂડાં એનાં રૂપ રંગ રે, નણુદી ન્હાનકડી ન્હાનકડી
ન્હાનાં નાજુક એનાં અંગ રે, નણુદી ન્હાનકડી ન્હાનકડી
સાખી—મીઠા મીઠા બોલતી, કાલા કાલા બોલ;
કામણગારા હાસ્યથી, દેતી હર્ષ અતોલ,
ભલું ભોળું એનું છે મન રે, નણુદી ન્હાનકડી ન્હાનકડી
એને લાગે છે સૌ સ્વજન રે, નણુદી ન્હાનકડી ન્હાનકડી
એનું હૈયું હેતે ઉભરાય રે, નણુદી ન્હાનકડી ન્હાનકડી;
જોઈબીજાનું દુઃખ દુઃખી થાય રે, નણુદી ન્હાનકડી ન્હાનકડી
સાખી—સૌને રાજી રાખતી, કાંઇ કાંઇ કરીને ખેલ;
કદી કદી વળી ગભરાવતી, કરી કરી ખોટા ફેલ,
એનો તોફાન સૌ નિર્દોષ રે, નણુદી ન્હાનકડી ન્હાનકડી,
એના ઘડીના હર્ષને રોષ રે, નણુદી ન્હાનકડી ન્હાનકડી
એનો ઓરજ કાંઇ બીજાજ રે, નણુદી ન્હાનકડી ન્હાનકડી
સૌના ઉપર ચલાવે એ રાજ્ય રે, નણુદી ન્હાનકડી ન્હાનકડી
મને વ્હાલી વ્હાલી બહુ મારી રે, નણુદી ન્હાનકડી ન્હાનકડી

(ચંદ્રશંકર પંડયા)

૪૦

( રાગ—સારૂં સારૂં રે સુરત શહેર મુંબઇ અલબેલી. )

આજ આંગલાણું ઉજળાય, ભાભી આવે છે;
શોળો જગની નૌતમ છાંય, સાથે લાવે છે.
મંદ મંદ હસતી, મુખ નવ વદતી, લતા લચી લચી જાય રે;
મીઠી ભાભીના અન્તર ઉમળંકા, ખેલી નયન શરમાય,
ભાભી આવે છે.—આજ૦
નિર્મળ સરિતડી ભાભી અમોલી, વહેશે સાત્વિક ગાન રે;
સાગર સમો ભડ ભ્રાત રસીલો, ઝીલી દેશે નદી તાન,
ભાભી આવે છે.—આજ૦
વ્હાલી ભાભીની સોડેથી સરશે, સરલાં સુંદર ફૂલ રે;
નિત નિત ખીલતાં વિધ વિધ ઝુલતાં, તેજવશે વીરકુળ,
ભાભી આવે છે.—આજ૦
માડી જાયાની દેવી ભાભલડી, વીર જ્યમ વૈકુંઠનાથ રે;
મંગલ હૈયાં હીર અમલાં ગુંથાતાં ઝળકશે પુણ્ય પ્રકાશ,
ભાભી આવે છે.—આજ૦
અનુપમ જોડલું પાશે પ્રભુતા, થાશે જગત રળીયાત રે;
કુંમકુંમ ચાંદલો મોઘી ભાભીનો, અક્ષર રહો જગતાત,
ભાભી આવે છે.—આજ૦

( વસંત વિનોદી )



૪૧

(રાગ—ગરબે રમવાને ગોરી નિસર્યાં રે લોલ.)

ચન્દ્રીએ અમૃત મોકલ્યાં રે બ્હેન !
કુલડાં કટોરી ગુંથી લાવ્ય;
જગમાલણી રે બ્હેન !

અમૃત અંજલીમાં નહિ ઝીલું રે બ્હેન !
અંજલીમાં ચાર ચાર ચારણી રે બ્હેન !
અંજલીએ છુંદડાંના ડાઘ,
જગમાલણી રે બ્હેન !

અમૃત અંજલીમાં નહિ ઝીલું રે બ્હેન !
ઝીલું નહિ તો ઝરી જતું રે બ્હેન !
ઝીલું તો ઝરે દશ ધાર,
જગમાલણી રે બ્હેન !

અમૃત અંજળીમાં નહિ ઝીલું રે બ્હેન !
કુલડાંમાં દેવની હાથેલીઓ રે બ્હેન !
દેવની કટોરી ગુંથી લાવ્ય,
જગમાલણી રે બ્હેન !

અમૃત અંજલીમાં નહિ ઝીલું રે બ્હેન !

(ન્હાનાલાલ)



## ૪૨

( રાગ–પ્રગટયા શ્રીકૃષ્ણ મન ભાવતા રે લોલ )

સજની! સૌભાગ્ય ફૂળ વધાવીએ રે લોલ!
ધોળી કુંકુંમ કનક થાળ જો;
જીવનનો ધન્ય લ્હાવ લીજીએ રે લોલ!
ખીલે બગીચે રસિય ફુલડાં રે લોલ!
ભુવને ખીલે રસબાલ જો;
સજની સૌભાગ્ય ફૂળ વધવીએ રે લોલ!
ભાનુ તપે છે નભોમંડળે રે લોલ!
ભુવને તપંત તેજ બાલ જો;
સજની સૌભાગ્ય ફૂળ વધાવીએ રે લોલ!
દેવો પુજાય દેવમંદિરે રે લોલ!
ભુવને પૂજાય દેવ બાલ જો;
સજની સૌભાગ્ય ફૂળ વધાવીએ રે લોલ!
રજનીમાં દીપ જયોત ઉજળી રે લોલ!
સૂના ભવકુલે દીપ બાલ જો;
સજની સૌભાગ્ય ફૂળ વધાવીએ રે લોલ!
આશા ભરેલ સ્નેહ દંપતી રે લોલ!
સંસારે સ્નેહ ભર્યાં બાલ જો;
વિભુની એ વિભુતિ વધાવીએ રે લોલ! સજની૦

( કેશવ હ૦ સેઠ )

૪૩

(રાગ—શીખ સાસુજી દે રે, વહુજી રહો ઢંગે)

આવો ફુલડાં મધુરાં રે, આપણ રંગે રમીયે,
દિન એક આનંદે રે, ભેળાં રહી નિર્ગમીયે.
મને મુખડું ત્હમારૂં રે; સલૂણું લાગે વહાલું,
એમાં નિર્મળ પ્રીતિરે, વસી હસતું કાલું.—આવો૦

તમ માંનું હું પણ રે, કુસુમ એક કોમળીયું,
રહી મનુજ સમૂહે રે, વદન કરમાઈ ગયું—આવો૦

નહીં તમમાં કુટિલતા રે, નહીં વળી ક્રૂરપણું,
નહીં વચન કપટનાં રે, હૃદય પ્રેમાળ ઘણું.—આવો૦

કદી હાસ કરતાં રે, તો નિશ્ચે આનંદ ભર્યાં,
કરમાઈ કદી સૂતાં રે, તો સત્યે દુઃખેજ ગળ્યાં,—આવો૦

જેવું અંતર થાયે રે, તેવું તમ મુખડું દીસે,
જેવું મુખ દેખાયેરે; તેવું તમ ; હૃદય વિષે—આવો૦

ત્યારે આવો મધુરાં રે; આપણ રંગે રમીયે,
દિન એક તો સુખમાંરે, સાથે વસી નિર્ગમીયે—આવો૦

(સાક્ષર શ્રી નરસિંહરાવ)

૪૪

( રાગ—અલબેલી રે અંબે માત, જોવાને જઇએ. )

નિર્મળ સુકોમળ બાળ, તેજ ભર્યાં સજની !
ના સ્પર્શ કરે જંજાળ, જેને આ જગની:
મધુર મધુર ફૂલ ફોરે રૂડી, ફુલી વાડી મોઝાર રે,
સરજન હારે સરજ્યો એવો બાળકનો અવતાર:
તેજ ભર્યાં સજની,

સુર રક્ષે થઈ રખવાળ, દિવસ ને રજની;
પ્રભુનાં એવાં સૌ બાળ, ભાવિભર્યાં સજની.
મધુર મધુર રસ ઢોળે બાળક, ફુલવાડી મોઝાર રે,
હનુમાન, પ્રલ્હાદ, ધ્રુવસમ દૈવી બાલ વિહાર:
તેજ ભર્યાં સજની,

ખીલવે પાંખડી ત્રિકાળ, ભવરસ પંકજની,
ફુલ ભાનુંશાં રસબાળ, એવાં હો સજની.
વનવન વિહરતાં પંખી શાં, સ્વતંત્ર અંતર પ્રાણ રે,
જીવન જીવનનું વ્હાતાં ચિત્તે, સમહિતે કલ્યાણ:
તેજ ભર્યાં સજની,

ધન્ય ધન્ય એવાં પ્રભુ બાળ, આશ સમાં ઉજળી;
ન્હાનાં પણ ભાવ વિશાળ, બ્રહ્મ ગુંથ્યા સજની
નિર્મળ સુકોમળ બાળ, તેજ ભર્યાં સજની.

( કેશવ. હ. શેઠ )

## ૪૫

(રાગ—ઉધ્ધવજી સંદેશો કહેજો શ્યામને)

(ચિત્ર પહેલું)

સાસરિયું ! સખી ! કાશી સમ પુણ્ય ધામજો,
બલિહારી મુજ મિઠડા ભવ સંસારની;
સસરાજી છે પ્રભાત કાલીન નામ જો,
સાસુ જીવન છાયા સરજનહારની.
જેઠ મુજ નાવિકનું જમણું અંગ જો,
જેઠાણી સખી ! ઝરમર અમૃત મેહુલો;
દિયર નાનો કુન્દન શોભન નંગ જો,
વાત વિસામા કારણ દેરાણી ભલાં.
નણદલ નિર્મલ ઝરણું શીતલ હેમજો,
નણદોઈ નીતિ પોષક ભવ પન્થના,
કન્થ વહાલો પ્રભુ અવતારી—પ્રેમ જો,
બાલક ઉજ્જવલ આશા, વિશ્વ અનન્તમાં
ધર્માચરણે સાસરિયું સુહાય જો,
દયા, દીનતા, દાને, જીવન ખીલતાં,
પાવન જ્યાં પરકમ્મા પૂરણ થાય જો,
હળીમળી સહજીવને પ્રભુ રસ ઝીલતાં.

(કેશવ. હ. શેઠ)



## ૪૬

( રાગ—ઉદ્ધવજી સંદેશો કહેજો શ્યામને )

( ચિત્ર બીજું )

સાસરિયું મુજ શૂળી સરખું સાલ જો;
  સાગરથી યે ખારો ભવ સાહેલડી,
સસરો કેવળ શુક સમ કાચે કાન જો,
  સંતાપે સાસુડી—વખની વેલડી !
જેઠ દંભી અગ્નિનો અંગાર જો,
  સખની રહે ના જેઠાણીની જીભડી;
દિયર મિઠો મૂષક ફોલી ખાય જો,
  દેરાણી કાળી નાગણ ડંકળે ઘણી !
નણદી નરદમ નિન્દા કેરો છોડ જો,
  નણદોઈનું નામ દીધે ખાવા ટળે,
ઘરવાળો મુજ જીવ તરસ્યો જમ-જોડ જો,
  પેટ પડ્યા દીકરાથી અંતર ઉકળે !
કુટુમ્બી જનનો હોળી ભડકા તાપ જો,
  મુજ ભવમાં ડાકણશી બહુ વળગી બલા;
નડશે ક્યાં સુધી પરભવનાં પાપ જો,
  મનખ્યા દેહે દહાડા કાઢું દોહ્યલા !

( કેશવ હ૦ શેઠ )



૪૭

હાજર તીર કમાન, હમારાં હાજર તીર કમાન,
જગજશ કારણ જાણ, હમારાં હાજર તીર કમાન.
અડગ ટેકની ધરી કામઠી,
હીરની દોરી અતૂટ;
લાગ, તાક સાધી દાખવશું,
નીતિ જોર અખૂટ.–હમારાં
કચરાતાં ચગદાતાં દેખી,
નિર્બળ પ્રાણી તમામ
ચંડી બની દળીશું દુશ્મનને,
દાખવી પૂર દમામ.–હમારાં૦
સત્ય, નીતિ ને સ્વતંત્રતાને,
કાજ કરી કુરબાણ;
વશ કરતા સહુ વિરોધી જનને,
મચવીશું રમખાણ.–હમારાં૦
સૂતરને તાંતણે સ્વરાજ્ય મેળવવા,
કરશું ખૂબ કોશીશ
ન્યાય નીતિની ખાતર શૂરવીર,
તરવરશે દિશ દિશ.–હમારાં૦

( સાહિત્ય રસિક )



૪૮

( રાગ—ગિરધારી રે, વાત કહું તે વિચારો )

ચાલો જઇએ રે વેંગણને વરઘોડે, એ તો પરણે પાપડી જોડે,
માશી મોગરીરે, મોડ ધરી આવ્યાં કોડે, ભીંડાભાઇ મુછ મરોડે.
દુધી ભાભી આવ્યાં ગોરાં રે, વળી લાવ્યાં સાથે ટીંડોરાં રે,
ઠેઠ મુંબઇથી આવ્યાં પંડોળાંરે. ખારીલીરે વાલોળ વાંક ન છોડે
ચાલો વેંગણને વરઘોડે.

આવી જાનમાં રે સર્વે જાતની ભાજી, મેથી તાંદળજાની તાજી.
લુણી પોઇ રે સુવા થયાં છે રાજી, ખારી મોરસ હરખી ઝાઝી.
રાખી કડવાશ આવ્યાં કારેલાં રે, સાથે આવ્યાં કંકોડાં ઘણેરાં,
માન માગે પરવળ મોંઘેરાં રે કુળાં ગલકાં લાવ્યાં ઘીલોડાં જોડે
ચાલો વેંગણને વરઘોડે.

ધમ ધમતીરે ગુવારની ફળી આવી, વળી ચોળીને બોલાવી
સાંગરીને રે આણી ઘણી સમજાવી, સૌ સીંગ બ્હેનો તેડાવી
બાંધી કમર કોથમીર ચાલે રે, ફુદીનો પણ હરખે ફાલે રે
લીલાં મરચાંનો ક્રોધ બહુ સાલેરે
લીસાં લીંબું રે મન ગમતાં બધે દોડે,
ચાલો વેંગણને વરઘોડે.

ચાલ્યાં સુરણરે તરબૂચ મીઠાં મોળાં
ચાલ્યાં કોળીજ ને વળી કોઝાં
આરીયાંનાંરે ઉભર્યાં ટોળે ટોળાં, જાણે તોપ તણાં સઉ ગોળા

કાકા બટાકા હર્ષે ભરીયારે, આવી મળ્યાં ગળ્યાં શક્કરીયાંરે,
તૈયારી કરે તાજા તુરીયાંરે, સૌ મળીનેરે ચઢાવ્યા વરને ઘોડે;
ચાલો વેંગણુને વરઘોડે.

ધરે છત્ર જળે અળવી કેરાં પાન, કરી ચમ્મર મુળી દે માન,
લીલાં પીળાં રે કેળાં કરતાં તાન, સુકાં મરચાં વગાડે ગાન.
વર વેંગણ માંડવે બોલ્યાંરે, સુંઠ સાસુ પોંખવા આવ્યાંરે,
તેડી મંડપમાં પધરાવ્યાંરે, પાપડીનેરે શણગારી ચાંલ્લા ચોડે;
ચાલો વેંગણુને વરઘોડે,

ખરે વખતેરે આવ્યા લસણ મામા, કન્યા પધરાવ્યાં વર સામાં.
હસ્ત મેળાપ થયા અંતર પડદામાં, ગીત ગાય સૌ ભાજી ભામા
મીઠા ગોર થયા સાવધાન રે દીધા હળધરે કન્યાદાન રે
થયા વેંગણ તો ગુલતાનરે, ઉઠયા પરણીરે, સહુ કુટુંબને મળીયાં
ચાલો વેંગણુને વરઘોડે.

આવ્યાં પાપડીને ઝળઝળીઆ, પ્યાજ કહે પાપડી પસ્તાઇ રે
પરણી વર કાળો શાહીરે, એ તો બાપડી ઘણું શોસાઇરે.
સહુ શીખ દેરે પીયર પાછી દોડો, થયો વેંગણનો વરઘોડો

( લોક ગીત )

